# ગર્ભ-ચૌતેરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## પાઠક. છોટાલાલ વિ. અમરજી.

## જ્ઞાતે પશ્નોરા નાગર બ્રાહ્મણ.



## અમદાવાદ*

પાનકોરના નાકે શા૦ મગનલાલ સરૂપચંદના
મકાનમાં શા. મગનલાલ દેવચંદે પોતાના
(સુરીય પ્રકાશ) પ્રેસમાં છાપ્યું.
સને ૧૮૬૭ના અક્ટ ૨૫ પ્રમાણે રજીસ્ટર કરાવીછે.
સને ૧૮૮૫—સંવત ૧૯૪૧

કિંમત ૨ આના.

૨૫૫૨

## સુચના પત્ર.

વાંચનાર સજ્જનોને સુચના કરવામાં આવે છે કે આપણા દેસમાં અતિ નુંકશાનકારી ગર્વનું જોર દીન પરદીન અતિશે વધતુ જાય છે. વળી દેશમાં સુધારો કરવો એમાણસ જાતિનું કામ છે. જાતિ અભિમાનવાળા ખોટા વિચારમાં પડી દેશા અભિમાનને નિરૂપીઓગી ગણે છે. માટેજ તથા ગર્વનો વિનાશ કરનાર મેં મારી અલ્પ બુદ્ધી દર્શાવી આ જુજ પુસ્તક જાતિ અભીમાનના ઉભરામાં આવી બનાવેલ છે જાતિ અભીમાન પણ એક જાતનું અભિમાન છે, તેમજ અભીમાનમાં આવેલજન પોતાની અક્કલને વીસારે મુકે છે તો હે ભાઇઓ મેં મારી અકલને ચાહીને તો તરછોડી નથી વળી મારૂ ચાલતાં સુધી હદપાર ગયો નથી છતાં જો ખરા તાનમાં આ ભુલને પાત્ર થયો હોઉ તો સુધારી વાંચવા કૃપાવાન

શ્રી શ્રી.

દેશ મહી ગરવે

માટે આ પુસ્તક

# अरपण पत्रीका. દોહરા.

જીલ્લે અમદાવાદમાં, કોઠ ભલુ પ્રખ્યાત;
વાઘેલાના વંશનું, રાજ્ય તહાં વિખ્યાત. ૧
મહારાણા દરબાર શ્રી, રણમલ સીંહજી સાર;
બહાદુરીથી કીરતી, તણો કર્યો ભંડાર. ૨
અખંડ પ્રૌઢ પ્રતાપથી, રૂપાળી બા ત્યાંય;
નિશપક્ષ પોતે કરે, સઘળો પોતે ન્યાય. ૩
ગુણ બુજ જાણે ઘણી, એવાછે દરબાર;
ઓતરી હું ગર્વની, અરપુંછું આ વાર. ૪
આપ તણી અતિ નામના, ચાલેછે જગમાંય;
રાજ્યકાજમાં આપથી, ચાલે નહીં અન્યાય. ૫
કરી પારખું પાર લઇ, રાખ્યાછે સરદાર;
ઓતેરી હું ગર્વની, અરપુંછું આવાર. ૬
દીન પરદીન અખંડ આ, રાજ્યની ચડતીથાય;
રાજ્યકાજમાં આપથી, ચાલે નહીં અન્યાય. ૭
ી તપાવે રાજ્યનો, જગ કેરો કરનાર;
ી, અરપુંછું આવાર. ૮
ે, રીઝાવોછો રાય;
, ચાલે નહીં અન્યાય. ૯
કનો રચનાર;
છે આવાર. ૧૦

## મંગળાચરણ.

### દોહરો.

જગ જનુની મુજ માત હે, વીનવું વારંવાર;
પુસ્તક આ પુરૂ થવા, સહાય તમો કરનાર. ૧

### ઝુલણા છંદ.

સહાયથા સહાયથા અંબીકા દેવીતું,
તુજ પદ શીશ હું નિત્ય નામું;
પ્રથમ પુંસ્તક રચ્યુ માત તુજ સહાયથી,
પુરણ તે કામમાં લાભ પામું.
તુજ મહીમા અતિ જગત વિખ્યાત છે,
વિશ્વની માત હું આશ ધારૂં.
અલ્પ આ ચોપડી પુર્ણ કરવા મહીં;
ગજું નાહીં સહાય તુજ વિણ મારૂ.
દેવી વિશ્વંભરી આશ તારી ધરી,
પુર્ણ તું તે કરી સહાય આપે;
ભક્ત હું તાહરો આશરોછે ખરો,
વાંચ્છના પુરીને કષ્ટ કાપે.
ગરવના ગુણ અવગુણ હું વરણવું,
સ્મરણ તે સાથ છે પ્રથમ તારૂં;
અલ્પ આ ચોપડી પુર્ણ કરવા મહી,
ગજુ નહીં સહાય તુજ વિણ મારૂં.

માજી મુજ શક્તીછે ભક્તી તારી વિના,
છાનિ તુજથી નથી ઇષ્ટ દેવી;
તારવા દાસ સંસાર શીંધુ થકી,
ખડગ ત્રીશુળ લે હસ્ત એવી.
જાગતી જોતછું ભક્તની શોધ લઇ,
કામ કરી આપશે આજ સારૂં;
અલ્પ આ ચોપડી પુર્ણ કરવા મહીં,
ગજું નહીં સહાય તુજવિણ મારૂં.
તારી રેહેમે કરી જેમ પંકાય છે,
જગતમાં ભક્ત તારા અતિશે;
તેમ મુજને કરો ભક્ત મા તમ તણો,
જેથી યશ પ્રાપ્ત થાઉં કાજ વિશે.
કામકર કામ કર દાસનાં સહાયથૈ
એવી મુખ ભાખ હું નિત્ય જારૂં,
અલ્પ આ ચોપડી પુર્ણ કરવા મહીં,
ગજું નહીં સહાય તુજવિણ મારૂં

દોહરો.

મારૂં ગજું નહીં મુદ્દલે, મા મુજને સંભાલ;
તુજ ચરણે નમીને કહે, શેવક છોટાલાલ. ૧

# गर्व बोंतेरी.

મનહર છંદ.

ગર્વની બે જાતમાંની  જે ગણો કુજાત તેતો,
તજવાની વાત સઉ જન શાણા કરે છે;
જે ખરો ગુમાર તેતો  ગર્વનો તુમાર લખે,
પ્રીત થકી ચિત્ત મહીં ગર્વને પસારે છે;
જાતિ અભીમાન થકી  માન અતિશય થાય,
મીથ્યા અભીમાની કેરૂં  ચિત્ત શોક ધરે છે;
ઘણી ઘણી રીતનો વિ-ચીત્ર તફાવત પડે,
સજ્જનને સમજુક  લ્હાવ લઇ તરે છે.  ૧
ગર્વિત છે નિચ જન તન મહીં ગર્વ ધરે,
ગર્વનો તે સ્વાદ સર્ક-રાથી મીઠો ગણે છે;
હું પદ ધરીને ચાલે  ઠેકડાથી અતિ ઘણો,
મર્કટમાં તેના થકી  ફેર કોણ ભણે છે;
કેવી દીપે કાય થાય  ચાલવે ચતુર ત્યારે,
પંગતીના લોક ફોક  તેહને  વખાણે છે;
શાંતતા ધરીને ચાલ્યે  પદ ઓછું તેનું થાય,
નરમાશ થકી બોલે  લોક તે શું જાણે છે;  ૨
બોલવામાં બ્હાવરો તે  બકી જાણે બહુ બહુ,
પણ શ્વાન કેરી તેને ઉપમા અપાય છે;

દેશા અભિમાન મુકી પડ્યું હવે બહુ જન.
મિથ્યા અભિમાની કેરી પંગતીમાં જાય છે;
કહો તેમાં સ્વાદ તે શું અતિશય તે ઓગણે.
બક બક કરવામાં હલકાઇ થાય છે;
સ્વતંત્ર નથી કોઇ જન બધા પરતંત્ર ગણો.
જગ દીશ કેરાં ફલ. ધારેલાં પમાય છે. ૩
કોઇ કહે ફલાણાનો આમ કરી નાશ કરૂ.
વળી કહે જોતા રહે દુખ અતિ આપુંછું;
પાંચ વરસનું છોરૂ પચીસ વરસનાને.
કહે હમણા હું તને જમીનમાં ચાંપુછું;
શું આ વાત કોઇ કાળે ખરી પડશે હે ભાઇ.
દેશા અભિમાનને હું મુખ્ય કરી થાપુછું;
અરેરે આ દેશની તો દયા કોઇ જાણે નહીં.
ગર્વિતનું માપ તલ ભાર આજ આપુંછું. ૪
ગર્વિતને માન નહીં ગર્વ વિણ તાન નહીં,
નહીં અભિમાન જરા દેશનુય મનમાં;
હું પદીને હામ નહી દામ નહીં પાસ કંઇ,
મુરખનો જામ તે છ પાસે સઉ જનમાં;
હાથે કરી હલકો તે પડે એક પલકમાં,
છલકથી છલકાઇ જસે અભિમાનમાં;
અભિમાન કેરૂં જયારે તાન અતી આવે ત્યારે,

ભાન ન વિચારે જરા પોતાનાય મનમાં. ૫
ગર્વિત ગુમાર કેરા ચાર જયારે મળે સઊ,
ત્યારે તો જોનાર કેરાં મન ઊભરાય છે;
ખરેખર તમાસો તે વખત તો થઇ પડે.
જયારે પડે માર ત્યારે ખાર અતિ થાયછે;
તેનાં તે શું ફળ થાય ખાય જયારે માર ત્યારે,
કાયા કેરૂં નુંકશાન નાહક પમાય છે;
ધરી શાંત ટેવ સેવે સંપદેવ શુભજન,
ગરવીત જન દીન શોકમાંજ જાય છે. ૬
કરે ગર્વ પોતે રોતે મ્હોડે સદા તોય પણ,
શાંતતાવાળાની સાથે બાથ ભરી લડે છે;
નહીં થાય જાશુ ધાર્યૂં ભાથું કરમનું કરે,
નાહક તે શંખ રંક જાતનેજ નડે છે;
ઇશ્વરની સાહ્ય થકી થાય શાંતાનું કામ,
મુરખ લબાડી ગર-વીતજન રડે છે;
સંપથી સુધારો કરો નરમાશ દીલ ધરો,
પરોકરો વ્હેમ જેમ ખાદે તેજ પડે છે. ૭
ગરવમાં માલ નહીં ઉલટું વિસેપ સાલ,
વ્હાલજન જાળ તેના, શરીરને જાણવી;
થઇ હલકાઇ તોય મુખ પલકાઈ જાય,
જાય છલકાઇ જાત ગરવથી માણવી;

વ્હેમ દીલમાંન જરા ક્ષેમ સદાકાળ જાણે;
પ્રેમ ન પ્રમાણે તેની ટેવ શું વખાણવી,
સુજને તો હેત થકી પકી કરી ખાતરીને;
રાતરીને દીન દીલ ઈશબીક આણવી. ૮
આછે કામ શુભ તેનો ચિત દઇ કરૂં ખુબ,
મારા થકી બીજો કેમ સારો વખણાય છે;
સ્વદેશમાં શ્રેષ્ટ થઈ કલેશ નહીં દીલ ધરૂ,
જાતિ અભીમાન ખરૂ ત્યારેજ જણાય છે;
થઇ શુભસબ થકી હુશીઆરી કરૂં અતિ,
મારૂ ચિત દેશ તણા હીંતમાં તણાયછે;
કરૂં અતિ નામના હું એવું અભિમાન કરે.
તેવા જન થકી દેશ શ્રેષ્ટ તો ગણાયછે. ૯
ગરવીત કુદે ઘણો રૂદે અતિ રાજી થાય,
થાય હરસીત કામ કરીને ગરવનાં;
ગરવમાં લાભ ગણે જાણે નહીં બીજુ શુભ
ખુશી થાય કામ તે બ–ગાડીને સરવનાં;
મોઢે થકી બકવા તે કરે અતિ ઘણો નિત્ય,
નહીં કાંઇ પાસ સુ વચન સુનરવના;
લાભને કુલાભનોન વિચાર તે કરે કદી,
જેમ સાબદીન વન પતિને પરવના. ૧૦
સરખાવિ જોશે કોઇ બંને અભીમાન તોય;

સારૂ અભિમાન દેશ હિતકારી કામનું,
હું પદ હરામખોર જોર અતિશય કરે;
બોલે બે હજારનુને થાય નહીં દામનું,
કરીને તે બકવાથી ટકવાપણું ન ધરે;
સુજન ન મુખ જુએ મુરખના ઝામનું,
ગરવથી નડતર અતિશય થાય પણ;
ગરવ તજીને થાય સ્મરણ ન રામનું. ૧૧
ધીક્ક અતિ ગરવને ગરવી તજન ધીક,
ધુળ ગરવીત જન કેરા અવતારમાં;
ભારમાં ફરે અતિ તે રતિ નવ રાખે કોય,
જાણે છે પોતે કે ખપું હું અમલદારમાં.
મારી તુલના ન કરે કોઇ જન જગ માંહી;
એવી મારી ફુલને તે ફુલાશે વિચારમાં,
કાઢીને તે છાતિ રાતી ચોળ આંખ કરી ફરે,
ભાન શેનું હોય મતિ કરે કરતારમાં. ૧૨
ગરવથી આખરમાં પશ્ચાતાપ થઇ પડે,
ગરવથી બોલવામાં બંધ પણ રે નહીં;
ગરવથી નિશ્ચે દુખ અપરમપાર થાય,
ગરવે સુપદવી મળે નહીં કહુ સહી;
ગરવ તે મુરખનું, કુલક્ષણ કહેવાય,
ગરવથી જુઠ પણું મળશે અહીં તહીં;

ગરવીત જન કદી લાભ ન મેળવી શકે,
નુકશાન મોટું રહયું છે ગરવની મહીં. ૧૩
મિથ્યા અભિમાન મહીં બોલવામાંમુખ કેવું.
દીપી રહે તેની છુબી લીપીમાં બતાવશો;
કુદતાં તે કેવો રસ ચિતમાં રહેશે ભાઇ.
ગરવથી ચાલનાર જનને જણાવશો;
હુંપદ ધરિને અતિ છાતી કાઢી ચાલે ત્યારે.
દેખીતો દેખાવ રાંડી રાંડ જેવો ભાળશો;
મીથ્યા અભિમાન તજી દેશા અભિમાન કરો,
તરી ભવપાર જેથી કામસુ બજાવશો. ૧૪
બહુ બહુ બકવાથી બ્હાવરો તે બની જાય
થાય અતિ મ્હાવરોને શ્વાનપેઠ લાગશે;
કુતરાની ટેવ એવી બકબક કરવાની.
શું એનું તે મુખ બકવાથી નહીં થાકશે;
પોતાથી જે બની શકે તે કદી બકે તો ઠીક.
નહીં બનવાનું બકી શ્વાનરીત રાખશે;
દુશમન કેરૂં શુણી નામ ગરવીત જન,
સુતેલો હશે તો કહો ઊંઘસે કે જાગશે?. ૧૫
જાતિ અભીમાનવાળો ચડતી કરીને અતિ.
હીમત પોતાની થકી પાછો નહીં પડશે;
કેમકે તે મન મહીં એવુંજ વિચારી રહે,

ફલાણો તે મુજ થકી કેમ ખુબ આડશે;
જો કદી બીજાને તે પોતાના થકી સારો જુએ,
તો વધારે સારો થશે તેને નહીં નડશે;
તે પોતાના મન મહીં સબ સાર સમજીને,
ખોળશે તે શુભ સાર જે નવિન જડશે. ૧૬
મીથ્યા અભિમાની કેરી ટેવ સદા એવીછે જે,
નકામીને બડી બડી ફુલ નિત્ય મારશે;
જેમકે તે કહે મેં તો ફલાણાને મારી નાખ્યો,
સમજુ જે જન સામો તેને માર્યો ધારશે;
સરોવર કહે તહાં ધુળ ઊડતીજ હોય,
જુડાઇની વાત એવી ગર્વમાં સમાવસે;
કરે છે એ ગર્વ ઠાલો બને નહીં કાંઇ પણ,
મીથ્યા બકવાટ તણો ઉદ્દમાત જારશે. ૧૭
દેશા અભિમાન કરી દેશમાં સુધારો કરો.
સંપની ઉપર હાલ કુસંપ સવાર છે;
આળસ કરીને પડી રહ્યે કાંઇ થાય નહીં,
પ્રથમ કો ઉઠે એટલીજ થોડીવાર છે;
જ્યારે બધા એક સંપ કરી કામ શુભ કરે,
ત્યારે દેશ કેરા દુખ તણો કહુ પારછે;
પણ જ્યારે ઢોંગ કરી અતિ અહંકાર કરે,
ત્યારે સમજવું કે આ મિથ્યા માથે મારછે. ૧૮

અહંકારી આટો ચાલે ઘાલે મોટી હામ પણ,
ધારેલાં શુ કામ ધરી તે શું કરશે;
અહંકાર કરી દૂર કૂરતા તજીને પછી,
પ્રભુને ભજ્યાથી ભવસાગરમાં તરશે;
મીથ્યા કરે ગરવતે મુરખ સમજી લેવો,
મોટો અભિમાની થઇ ખોટો દંભ ધરશે,
ગરવીના ગોડીઆ તે પોઠીઆ ગણાય બધા;
લડાઇમાં જાણી કહી ઘરમાં વિચરસે. ૧૯
અભીમાની કહે કે હું આમ કરી નાંખુ પણ.
ધારેલું તેનાથી નહીં થાય તલભારજો,
બોલેલા જે બોલ તણો તોલ અતિશય થાય;
એવી મુખ થકી ભાષ પ્રથમે ઉચ્ચારજો,
માણસ જે બોલે તેતો પાકો બોલ હોવો જોએ;
કેમકે પ્રભુએ તેને આપ્યાછે વિચારજો,
તેમ છતાં વગર વિચાર્યે બકી જાય તેને;
ઉપમા અપાય એક દેશનો ઉતારજો,
મનુષ્ય બોલે છે તેતો પોતાનાજ મુખ થકી;
બળદને હય હાથી નિજ મુખે વદેછે,
કાગડો ને પોપટ તે પણ વદનથી વદે;
હરણ ને દેડકાં તે નિજ પગે કુદેછે;
એ બધામાં કહો કોણ બીજાના અવય વડે,

ચાલે છે કે બોલે છે કીંવા તે જુદે જુદે છે;
નહીં કોઇ મુખ બીજા તણું લેવા જાય કદી,
એ વીચાર સેલ તણો સર્વજન રૂદેહે. ૨૧
શ્વાસ લેવા તણું કામ હામ થકી થાય નહીં,
ઇશ્વરની રહેમ એમાં પરિપુર જોઇએ;
બહુધા બીજા કરમ ધરમ વિગેરે તણાં,
ઉદયોગની સાહ્યતાથી કર્યા હશે કોઇએ;
પણ સ્વાસ લેવા દેવાની ન મરજી જો હોય.
કરિ અભીમાન લેતાં જીવ ઝટ ખોઇએ;
કેમકે નથી સ્વતંત્ર જગ મહી જન કોઇ,
સ્વતંત્ર ધુએછે પાપ આપ પટ ધોઇએ. ૨૨
અહંકાર કરો નહી ગરવને ધરો નહીં,
હું પદને હરો જરી હામ ચીત દઇને;
મિથ્યા અભિમાની થયા જાનિ તે હું કહુ તને,
સુધ રહે યાર ચિત શીખામણ લઇને;
આપણો જે ખંડ તેની દક્ષિણમાં બેટ રહ્યો,
ઓળખાવું તને તે હું લંકા નામ કહીને;
હતો ત્યાંનો રાજા તે રાવણ બહુ બળવાન,
મરવાને સારૂ કર્યો અહંકાર ચાહીને; ૨૩
ગર્વ તેતો કલેશ તણું ઘર સમજીજ લેવું,
ગર્વ થકી વંશ કેરી વૃધી નાશ પામેછે,

અતિ દુખકાર માર ગરવમાં થાય પણ;
ગરવનું જોર કોર મોર કેમ જામેછે.
નથી કાંઇ સુખ ભુખ આખેર પમાય તોય;
ગરવીતજનઘણું કરીગામે ગામેછે,
કંસાજેવારાજાએ કર્યો અતિ ગરવ તેથી;
નાશ થયો વંશનો તે કંસનેજ નામેછે. ૨૪
બહુ બળવાન તેતો બળહીન થઇ જાય.
ગુણવાન જન ગુણ હિનમાં ગણાયછે,
સમજુકજન થાય અકલથી મંદ અને,
ધનપતિ ધનહીનગરવેથી થાયછે;
અરેરે શા અવગુણ ગરવના વરણવું,
વિચારીને વીસ્તારથી લખતાં ઘણાય છે;
જરાસંધ અતિ બળવાન રાય ગરવથી.
મરણ પામેલ ઇતિહાસમાં ભણાય છે. ૨૫
અકલ ન હોય તેથી નકલ શું કરી શકે,
કરેછે સકલ કામ ગરવનાં હામથી;
ઘણું કરી ભાદરવે ભેંસ તણું જોર વધે,
ગરવીત થાય જન ઘણું કરી દામથી;
કૌરવના શત ભ્રાત થઇ ગઆ પ્રાચીનમાં,
વડો ભ્રાત ઓળખાશે દુર્યોધન નામથી;
જાણ્યું મન પોતાનામાં બડો બળવાન હું જ,

પણ થયો હલકો તે ગરવના કામથી. ૨૬
વિશેષ જે બળવાન હશે નર તેય પણ,
દૈત અને દેવની બરોબરી ન જાણશે;
તોયપણ એવા મોટા દૈત મુઆ ગરવથી,
માટે કરવો ન ઘટે ગરવકો માણસે;
એવા સુરા સબ વાતે પુરા હતા તેયપણ,
ગરવ કર્યાથી કહો શું શું સુખ માણસે?,
નહીં જરા લાભ ડાવ કાળારાનો આવી પડે;
માટે તજો ગરવતો સરવ વખાણશે. ૨૭
થએ અહંકાર વશ જશ નહીં પામે કદી,
વંશ કેરા નાશનો ઉપાય કર્યો જોઇને;
નમ્રતા ધર્યાથી ફળ મીઠાં મીઠાં પામી એને,
ગરવ ધરે તે મરે ઝટ જીવ ખોઇને;
એમાં તે શું સુરાતન પોતાનું જણાવવાને,
જતા હશે આખર તે વળે પાછા રોઇને,
નિરધન જન જે બિચારા શાંતપણા થકી;
પડી રહી આપે નહીં નડી દુખ કોઇને. ૨૮
એવો કોણ મુરખ કે ગરવ હોંશેથી કરે,
અગ્નીમાં હાથ આપ્યા બરોબર જાણવો;
સુળીનો હુકમ કરે સરકાર ત્યારે વારૂ,
જેવોછે સંતાપ તેવો ગરવે પ્રમાણવો;

ઝેરી સાપ કરડયાથી ઉગર્યાની આશ નથી,
કરીને ગરવ પછી ત્રાશ એવો માણવો;
એક પણ તરેહથી મીથ્યા અભિમાન મહીં,
માન નહીં મળે જરા જાનને પિછાણવો;
કરો ઘણાં કામ તણા આદર હે હામ થકી.
નમ્રતા તેમાં તમે પ્રથમથી વિચારસો;
સુખ ભોગવાય દુખ દુર થાય તેહ થકી,
શાંતા ધારી માટે કામ પાર તે ઊતારસો;
એવા ઘણા મજબુત દાખલા વિચારીયાર,
પ્યાર ધરી પ્રેમ થકી ખારને ધીકારસો;
જેસુ કાજ પ્રથમેથી કરવું તેમાં લગાર,
કરીને વિચાર કદી ગરવ ન જારશો. ૩૦
સારો જન સારાં કામ થકી કદી વખણાય.
વખણાય ગરવીત ખોટાં કામ કરીને;
સારૂ નામ મેળવવું કઠિણ વિશેષ થાય.
થાય છે સરલ જે ગરવ દીલ ધરીને;
બદબોની બીક કદી રાખે નહીં ગરવીત,
ગરવીત ગરવને ધરે અવતરીને;
બોલેલુ વચન કદી પળાયન તેહનાથી,
બકવા કર્યામાં કરે વિચાર ન ડરીને. ૩૧
અરે ભાઇ ગરવનો ધરવ ન હોય જરા.

અતી સુરવીર જન આળ સુય થાય છે;
ધણાજ રવાન કેરૂં બ્યાન કાન ધરો તમે,
થએલા ગરીબ તમ કરણે સુણાય છે;
કરી પુન્ય દાન મોટા રાય જગમાંય આજ,
ગરવ વિનાની સાદી રીત વખણાય છે;
જમાવેલ આબરૂનો નાશ શીદ કરવાને,
કરવાને પાપ લીધો ગરવ ગણાય છે; ૩૨
થાયછે ગરીબ ધનવાન કહું કોઇ કાળે,
કોઇ કાળે રાણીઓ તે દાશી થઇ જાય છે;
અકરમી કોઇ વાર સુકરમી થઇ જાય,
સતવાદી થકી ખુન કોઇવાર થાય છે;
જુવાની તે કોઇ વાર ઘડપણ આવવાનું,
ઇશ્વરની કુદરત એથી સમજાય છે;
માટે ભાઇ ગરવ શું કામ ન કામોજ કરો,
ગરવનાં માઠાં ફળ આખરે જણાય છે. ૩૩
જોશી ઢાંગી ખોટો વ્હેમ બેસારીને જેમ ઠગે,
કહેશે કે ગ્રહતને નડી પીડા આપે છે;
લોક તે બીચારા નહીં સમજી શકેજ કાય,
જોશી તણાં વેણ ફાસી થઈ મુખ્ય થાપેછે;
એ બધોછે જુઠો વાદ ફઠયો જગદીશ ખરો,
શુખ થાય પુન્યથીને દુખ અતિ પાપેછે;
સુખ દુખ વારા ફરતીજ ચાલ્યું જાય અને,

અહંકારે પ્રભુ તથા સરવ સંતાપે છે. ૩૪
કદી કોઇ કહે કે હું હમેશાં સુખો પામીશ,
એ વચન નીચું જોવડાવે ગરવી તને;
દીવસ પછી છે રાત રાત પછી દીન થાય,
એની ઉપમાએ થાય શુખ દુખ જનને;
ગરવની વાત નીચ જાત ઘણું કરીં ધરે.
શુજનનો સાથ રાખે અળગુંજ તનને;
માથામાં ટકોરો વાગે જેમ વાગ્યું તેમ થાય,
તે મનશુ થતુ હોય ગરવીના તનને. ૩૫
ગરવવાળાની અદેખાઈ સગી બેન થાય,
માટે તેનું સગપણ સાથે તે બજાવેછે;
જુઠ તેનો ભાઇ સમ ખાઇ અહંકાર કરે,
ચોરીને લુચ્ચાઈ તેનાં છોકરાં કહાવેછે;
એવા સહકુટંબની સાથે સદા વસે પણ,
મુરખ જનોને તે શું મોહની બતાવેછે,
ખરેખર કાંઈ નથી લાભ તે વિચારી જુઓ;
ઇશ્વર માયાળુ માટે તેહને બચાવે છે. ૩૬
જે કરે ગરવ તેને દુખ અતિશય થાય.
જે કરે ગરવ તેતો કાંકરા કમાય છે;
જે કરે ગરવ તેનું ફુટેલું નશીબ જાણ,
જે કરે ગરવ તેણે રાખોડી જમાઅ છે;
જે કરે ગરવ તેના દુશમન અતિ ઘણા,

શત્રુને આખર ગરવીતથી નમાય છે;
જરા ન'ીં સુખ મીથ્યા અભિમાન થકી કદી,
સંતોષ ધર્યાથી ભર્યા શુખ તો પમાઅ છે, ૩૭
શુભસાર સંતોષમાં સમાઇ રહચોછે બધો,
કણીકની માફકે તે કેળવ્યે કળાય છે;
મુરખ જે હોય તેજ નિજ પત ખોઇ બેસે,
હાથમાંનો કોળીઓ તે નશીબે ગળાય છે,
જાણ્યા છતાં ભુલ કરી અજાણ્યાની તુલ્યથાય;
સંતોષી થવાનાં ચિન્હ શુજ્ઞથી પળાઅછે,
અભિમાન કરી મારે રળવાનાં ફાંફાં પણ;
નશીબમાં હોય તેનાથીજ તે રળાય છે. ૩૮
અતિ બળવાન રાય બાણને કમાન તજી,
પામેલા છે મર્ણ ગર્વ ધર્યો તેને કારણે;
તોય પણ જગતમાં ગરવનું નામ રહ્યું;
મોહી પડયા ગરવીત ગરવ ઓવારણે,
જાતિ અભિમાન ઊપર ન કદી હેત કરે;
હરખથી જાય ઘણા ગરવને બારણે,
હશે કાંઇ મંત્ર એવો અત્રમને સંસય છે;
વરતાય પુતરનાં લક્ષણ જે પારણે, ૩૯
દીનપર દીન દેશ મહીં ગરવનો નાશ,
કરવાને કાજ લોક ઉલ્લાસથી લાગશે;
હરસીત થઇ કામ નરસાં તજીને પછી,

દેશા અભિમાન પકડીને ઝટ જાગશે,
દેશ તણું અભિમાન હોવું જોઇએ બધાઅને,
બધાયને હોય તેથી દુખ સઊ ત્યાગશે;
સ્મરણ શ્રી રામ તણું હોવું જોએ સાથ સદા
હિમતથી પ્રભુ તેને આપશે જે માગશે. ૪૦
ગરવ ન છાજે છતાં ગરવ કરે તે જન,
ખાઇને અતિસે ખતા આંશુ પાડી થાકસે;
મરણ બધાને ખરૂ કરેલું છે નશીબમાં,
કરેલું જે કામ તેનાં ફળ તેવાં પામસે;
ગરવમાં બકનાર અમર કાયાનો ધણી,
રહેલો છે કોણ તેહ નિજમુખે ભાખસે;
દેશા અભિમાન થકી અતિ શુખ થાય પણ,
મિથ્યા અભિમાન કરી કોણ સુખ ચાખસે, ૪૧
મોત થાય સપુતને કપુતને મોત થાય;
થાય સમજુને તથા મુરખ ગુમારને,
ગરીબને મોત થાય ધનપતિ જીવે નહીં;
અમર કાયા તે કયાંથી ગરવીત જારને,
તેમ બધા નામવાળા નાશ પામનાર નકી;
પ્રભુ તે જીવાડે કેમ ગરવી કુંભારને,
ધણી તણું ધાર્યૂ થાય આપણી નકામી હામ;
છતાં ગરવીત જન ઠગે કરતારને, ૪૨
આપણો આ દેશ અને આપણી આકાય તથા,

આપણી આ જાત હીંદુ તણી કેમ ટાળિએ;
વિશેષ સ્વદેશ મહી વસેલ ગરવ કેમ,
હાંકવાને હામ ચીત આપણે ન ઘાલીએ;
ચડતી ને પડતી સદાય ચાલી જાય પણ,
ગરવીને નમી કેમ આપણેજ ચાલીએ;
તેને નમાવાનો કરો ઉપાય હે દેશીભાઇ,
સંપ કરી સ્વદેશાભીમાન હાથ ઝાલીએ; ૪૩
ઇસ્વરના ધામ મહીં ભેગા સઉ થાસે પણ;
કરેલ શું કામવાળો શુખને ભોગવસે,
પાપી જન સંતાપી થઇને સદા પડી રહે,
પુન્ય દાન કરેલો પવિત્ર ધામ પામસે;
આગળથી સજવો શૃંગાર યાર આપણે તો,
પશ્ચાતાપ પાછળથી અતિશય જામસે;
સમજુને થાયછે વિચાર તેથી માર તણી,
બીક રાખેછે તે કહો આવવાની કામસે?. ૪૪
ધારી પરી પુર સદગુણ પછી થકી જન,
કરે જરા ગરવ તો સદગુણ જાય છે;
જેમકે તૈયાર હોય પય તથા સાકર બે;
તે મહીં મળ્યાથી ઝેર વીખ બધું થાયછે,
શુજનની ટોળી માંહી જેવો બેરકુફ દીપે;
તેવો ગરવનો ગુણ બધે વખોડાયછે,
હય તણી હાર મહી ખર જઈ ઉભો રહે,

જેવી દીપે હાર તેવો ગર્વ વરતાયછે. ૪૫
સાહેલીઓ તણી મળી ટોળી ગાય ગીત ત્યારે,
ભાંડ બોલનાર કેરૂ મુખ કેવું દીપેછે;
હેમ તણું ઘરેણું શું કીમતી બનાવ્યું હોય,
ચુનીને ઠેકાણે તેમાં લોહ કેવું ઓપેછે.
સોના કેરી ઉપમા તો સજ્જનને આપી એને,
લોહ કહેવાથી ગરવીત કેવો કોપેછે;
નહીં સમજણ કદી લાવે એવો ગરવીત,
ખરેખર પ્રભુ પાસ બાંધેલો તે તોપેછે. ૪૬
કરેછે તીરસ્કાર ગરવને સઉજન,
વળી સઉ ગરવીના કામને વગોવે છે;
ગરવીને ગામમાં તો નામનું પીછાણ નહીં,
ફુલ મારી જુઠું બકી હાથે પત ખોવેછે;
ગરવીને વાત કોઇ પુછવા ન જાય કદી,
કેમકે તે પુછતાં તો પાછું વાળી જુએછે;
વ્યસન એ ખરાબછે ગરવની ટેવ તણું,
જેને વળગ્યું તે નુંકશાન થયે રોવેછે. ૪૭
દેશમાં શુધારાવાળા સારા થયા ઘણા માટે,
ઘણું કરી ગરવને હાંકી તેઓ મુકશે;
મુકશે તે ટેવ ખોટી મોટી રીત જારી સદા,
સ્વદેશાભિમાન કેરૂં કામ નહીં ચુકશે;
અતિ હુશીઆરી કરી જાતિ અભીમાન જારી,

માન મેળવ્યાથી પ્યારી ઘેર આવી પુંખશે;
અભીમાની અંધ થઇ નંદીનુંજ કામ કરે,
ગરવનું સાલ સદાકાળ તેને દુખશે. ૪૮
દુનિઆમાં ગરવીત આબરૂ મેળવવાને,
કરે મહેનત પણ તે ન સેય મળશે.
કેમકે એ જશ કેરો ઠરાવછે મોટો એક;
તેનું જવાદીલ થાય ત્યાં હુંપદ ટળશે,
ઘણું કરી અભિમાનથી અતિતે દુર રહે;
આબરૂ મળ્યાથી નામ જગમાં નીકળશે,
જગતમાં જમીનને આબરૂ જમાવા માટ઼
અભીમાન તજી સદગુણને પકડશે. ૪૯
મિત્ર વિણ જગતમાં સુના સઉ લોક રહે,
મિત્ર વિણ મનની તે વાત કોને કહીએ,
મીત્ર દીલદાર સાયકાર સદા થઇ પડે;
દુખ થાય જ્યારે ત્યારે મિત્ર પાસ જઇએ,
સહુ સદગુણવાળા મિત્ર ખોળે ત્યારે તેને;
મળેછે હજાર મીત્ર દીલ જેમ ચહીએ,
અભીમાન કર્યા થકી મીત્ર કોઇ થાય નહી,
ત્યારે તેશું ગરવમાં સાર સારો લહીએ, ૫૦
મીથ્યા અભિમાન તજી શણગાર સજી શુભ,
દેશહિતકારી અભીમાન ધરો દીલમાં;
મિત્ર થાય તેહ તણા જગત મહીં અતિ ઘણા,

સંપ થકી સુકામેથી નહીં જાય જેલમાં;
આ ભવમાં સુખ લઇ પરભવ દુખ તજો,
પાપ તણાં ફળ બુડે માખી જેમ તેલમાં;
મીથ્ય. ગરવી થવાને વાર નહીં લાગે જરા,
સુધારાનો અંશ દેશમાં છે પુણી પેહેલમાં.
હશે અભિમાન જરા જાતિ કેરૂ સઊ ચીત,
પણ તેતો સંપ વીના નથી કાંઇ કામનું;
કુસંપથી કલેશ થઇ દેશમાં વિકાર થયો,
મુંઝાઇ પ્રદેશ ત્રફ વલણ છે દામનું;
રોકવામાં હીંદુઓનિ મેહેનત ફોક ગઇ,
કારણ કે સુખ તેઓ ઇચ્છેછે આરામનું;
સંપ અતિ આકરોછે કાંકરો પ્રથમ ખુચે.
પણ કામ થાય કરો રટણ શ્રી રામનું. ૫૨
જોજો જોજો નામ તમે રામનું લેવામાં કદી,
આળસ કરીને ઉર અભિમાન આણતા;
પ્રભુને નથી પ્રસંદ ગંધ એ ગરવ તણી,
ગરવીની દાઝ તેઓ નથી જરા જાણતા,
માટે હશે ગરવ તો સરવ સેવા ફોકટ;
જશે અને દુખ હશે તેવું રેશો માણતા,
તેથી પ્રભુ તણી સેવ તજી અભિમાન ટેવ;
કરો હિતકારી કામ ઇશને વખાણતા. ૫૩
દેશા અભિમાન થકી દેશમાં સુધારો થાય;

કુધારો કરાવનાર મીથ્યા અભિમાનછે,
રાજમાં ને લોકમાં તેમજ એક ઘરમાંય;
કુસંપ કરીને કલેશ કરવાનું તાનછે,
વિદ્વાન જન મળી વિદ્યા તણો વાદ કરે;
ધરમ ફેલાવનાર ખરા મતવાન છે,
જાતિ અભિમાન તણો ફેલાવો ન કરે કોય;
કેમકે આ દેશ મહીં ગર્વ નુંકશાન છે, ૫૪
ગરવ કરે તે જન મુરખનો જામ જાણ,
જાણ વળી ગરવ કરે તેજન ગાંડીઓ;
ગરવ કરે તેજન અકલ કયાંથીજ લાવે,
સમજી સુજને તેને પ્રથમેથી છોડીઓ
આંગળીથી વેગળાછે નખ એમ બોલે લોક
તેમ એ ગરવ સદગુણનો ન જોડીઓ,
અતિ આપી ઉપમાએ ગરવને ધીકારૂં છું;
સુધરેલા જને પેલેથીજ તરછોડીઓ. ૫૫
તરછોડે તાકીદથી ગરવને જન સઊ,
ગરવીત જન કેરૂં મુખ કોણ દેખશે;
દેખે નહીં મુખ કેમ કે તે કાળું ધબ જાણ,
મુખ કેરી તેજી તણો નાશ કરમેં થશે;
ધરમનાં કામ નહીં ગરવથી સચવાય,
કેમકે સરમ લોક ગરવે ન લેખશે;
ઊતેજન દેશા અભીમાનને બધાય જન,

આપી પછી સંપ તેનો સારસટ પેખશે. ૫૬
જશાનીછે ભૂખ નહીં વંશ કોઇ છેદી નાંખે,
ડંસ સાપ તણો કોણ રાજી થઇ માગશે;
તેમ ભાઇ બધાજન દેશાઅભીમાન માગી,
દેશને સુધારી ઝટ શુભકામ લાગશે;
આળશુ થએલો દેશ મદદ વિનાનો આજ,
સેજમાં સુતોછે તેતો સાચ થકી જાગશે;
આપણા આ આર્ય લોકો લાવિ.અતી શુરાતન.
દેશમાં વિનાશકારી ગરવને ત્યાગશે, ૫૭
કરો તમે સંપ હે સુધારા કેરી મંડળીઓ,
વળી ધરી ધરમને દેશમાં પસારશો;
સ્વદેશમાં સંપ થઇ કલેશ તણું મુળ જાય
જાય વળી પગલું આ ગરવનું ધારશો;
એ બધામાં હીમતને અભિમાન પ્રથમેથી,
મુળ ઘાલી રહે એવાં કામને આદરશો;
જાતિ અભિમાન જાય દેશમાંથી નાશિઅરે,
પકડીને પાસ રાખી રીત એવી જારશો. ૫૮
દરેક સુકામ મહીં હામ અતી ધર્યા પછી,
ગરવને તજ્યા થકી કામ તે સુધરશે;
જશ નહીં જગતમાં ગરવ અપાવે કદી,
અપયશ ગરવથી શરીરે પસરશે;
નુંકશાન થાય નહીં ભાન ગરવથી રહે,

ગરવ તજયાથી જન ભવપાર તરશે,
ભાવ નહીં પુછે ગરવીત તણો કોઇ જન;
ગરવીત જોઇ ભાવ કોણ દીલ ધરશે. ૫૯
ઇશા થાય રાજી એવી તાજી બાજી રમીયાર;
દેશો અભીમાન મહીં ગાજી કામ કરશો.
ગરવ કરીને દેશો અભિમાન મહીં કદી,
જાણી જોઇ પયમહીં નીમકન ધરસો;
મુરખ જે હોય તેજ આડો ચાલી ગાંડો થાય;
તળાવ તજીને થાય રણમાંજ તરશો,
કહોને વિચાર કરી ધરીયાર પ્યાર તમે;
ગરવ કરીને પછી જીવસો કે મરસો. ૬૦
ગરવનો માર દુખકાર ઠાલો થઇ પડે,
ગરવનો લાભ લઇ કોણ રાજી થાયછે;
જેને હામ ચીંત્ત મહીં તેની પાસ ગરવતો,
જાય નહીં પણ પોચા હૈયા પાસે જાયછે,
મીથ્યા ગરવીનો વીશવાસ કોઇ કરે નહીં;
જાતિ અભીમાનવાળો નામથી પંકાયછે,
એવી સબ વાત થકી જુદાં જુદાં કામ થાય;
આખરમાં ગરવીત અતિસે પીડાયછે. ૬૧
ન ધણીઆતાની પીડા ગરવની માફકે છે,
સંતોષીનું શુખ તેતો સંપમાં જણાયછે,
નકામો પીડાતો જન ઇશ્વરની સાય થકી,

કોઈ વાર પીડા થકી મુક્ત થઇ જાયછે;
પણ જ્યારે હાથે કરી ગરવનો લ્હાવ લેવા,
જાય તેનો છુટકો તો મરિ ગએ થાયછે;
અરેરે શું ગરવીને સમજણ નહીં હોય,
કે તેનાથી નકામા આ દુખો વેગરાયછે. ૬૨
ઊઠો ઉઠો દેશીભાઇ જાતિ અભીમાન થકી,
પએલા બે હાલવાળા દેશને બચાવસો,
અતિસે પીડાતા જન દેશમાં પડેલા હશે,
તેઓને શુનીતી કેરો રસ્તો બતાવસો;
ખરૂં કામ પુન્ય તણું પર ઉપકારી ગણી,
ભણી સારી નીતી ગુલતાનને મચાવસો;
પ્રથમ હતો આ દેશ અતી જોરવાન પણ,
પણ મુકવાથી થયો નબળો નિભાવસો. ૬૩
શુરાતનવાળા થોડા નર જગમાંજ રહ્યા,
રહ્યા અતિ નકામો ગરવ કરનાર જે,
પ્રથમનું સત બધુ જતું રહયું મુળમાંથી;
નીચ કુળમાંથી થયા મીથ્યા બકનાર જે,
અભીમાની ખોટાં થયા કેમકે દુકાની તહીં;
ધનવાન ગયા હતા સાહસ કરનાર જે,
એવી રીતે દેશ ભાગી પડયો ભાઇઆપણો આ,
કેમકે તે વાત ગમી હસે કરતારને,
આપીએ પ્રભુને દોશ તેનો ભુલ અતિથાય,

કેમકે ખરો તો દોશ આપણો જણાયછે;
આપણા આ હીંદુમાનો કરે કોઇ ગરવતો,
ડાઘ મોટો હીંદુકેરા નામમાં ગણાય છે;
એવે સમે જાતિ અભીમાન જરા યાદ આવી,
ખરા હીંદુ જનને તો કાંટો ચડી જાયછે;
નહીં થાય મુરખને દેશા અભિમાન જરા,
કેમકે તે શુધરાઇ નામથી રીસાય છે. ૬૫
સંતોષી જેજન તેતો કદી ન ગરવ કરે,
કેમકે તે ગરવના ગુણથી માહેર છે;
મુરખ છે તેજ અંધકાર થઈ તેમાં પડે,
નયનવાળાને નુંકશાન તો જાહેર છે,
જેવું છે વ્યસન બીજા કેક તણું તેવું એહ;
સારોજન ગરવીના કામથી કાએર છે,
ગરવીની પાસ ધરમી ન કદી ઉભો રહે;
કેમકે તેના તો કામ મહીં અતિ ફેરછે. ૬૬
ગરવી ધીમો બકેતો લોક કોઈ જાણે નહીં;
જાણે નહીં ઝીણો તેનો સ્વરકો એકાંતમાં,
નાને સાદે શીકો કેમ પડે તેના નામ તણો;
કાચું કામથએ હલકો તે થાય જાતમાં,
મળે સમુદાય તહાં ગરવી જણાઇ આ
કેમકે તે બોલવામાં ખપે ભાટ નાત
સ્વદેશાભીમાનવાળા પ્રભુ તણી

ગરવી જે હોય તેતો બકસે પ્રભાતમાં. ૬૭
મીથ્યા અભિમાની કહે લાભ મને મળ્યોઆજ
મળેલો તો ખરો પણ મારતે પ્રમાણવો,
સાચુ જો કહેતો તેનું પદ ઓછું થઇ જાય;
જાય બદલાઇ રૂપ તેથી શે પીછાણવો,
જગતમાં જુઠ હવે અતિ ચાલ્યું જાય પણ;
તેને હાંકી કાઢનાર જનને વખાણવો,
બધા જયારે મુઢ થાય ત્યારે પછી શુભ કોણ;
પ્રભુએ શું ધાર્યો હશે એવો દીન આણવો. ૬૮
દેશા અભિમાન થકી પાઇ નવ બેસે પણ,
ઊલટો વિશેષ લાભ પાછળે પમાય છે,
તોયપણ કોઇ નવ જાણે કદી રીત કેમ;
મીથ્યા અભીમાન મહીં શું અરે કમાઅછે,
કમાયછે ધુળ પણ રમાય છે રંગ મહીં;
ધમાય છે પાછળે ને આબરૂ ગુમાઅ છે,
તદપીતે શઠલોક હઠ નવ મુકે જરા;
પ્રભુ તણા કોપ થકી અતિ તે દમાય છે. ૬૯
હોય જે મુરખ તેજ ગરવીનો ચાર થાય,
ચારી તણો પાસ તેને ઝટ દઇ લાગશે;
[illegible]વના સ્વાદનો વિકાર અતિ વીખ થકી,
ને જાતિ અભીમાન વાળો જાગશે;
[illegible]ાં ગરવ તે રહે કોણ જાણે કહાં,

દેશા અભીમાનને ભાળીને ઝટ ભાગસે;
ગરવમાં અજાણુથી ફસાઇ પડેલ જન,
સુજનની શીખામણુ લઇ ઝટ ત્યાગશે. ૭૦
મને એમ લાગે છે કે ગરવીતજન બધા,
ગરવ કર્યાથી લાભ થસે એમ જાણુસે;
કેમકે તે વિના કદી આપણા આ દેશમહી,
ગરવીનો નાશ નહીં કેમકે પ્રમાણુશે;
જે ખરાછે સુજ્ઞ તેતો ગર્વનો ધીકાર કરી,
જાતિ અભીમાન કેરી ભેર અતિ તાણુસે;
સું કરૂં આ વખત ખરાબ અતિ આવ્યો માટે,
ભલે ને જે કામ કરે તેવાં સુખ માણસે. ૭૧
દેશ તણી દાઝ આજ દીલમાં થયાથી જરા,
ગરવનો નાશ કરનાર કામ આદરૂં;
પુસ્તક તો રચવામાં પ્રભુ તણી સાય મળી,
સાયબીજી તણીઆશ પાછળે થકી ધરૂં;
કેમ બધા ટાઢા થયા કરો નહીં કાંઇ કેમ,
જાતિ અભિમાન કહે સાક્ષ થકી પસરૂં;
ગરવના અવગુણ વરણતા કલમ તો,
અટકતી નથી પણુ બંધ પરાણે કરૂં. ૭

---

ગરબી.

(બેડો બાઇ બુડતો તારોરે અંબેમાઇ પાર ઉતારોરે

તમે મત મારો વિચારોરે પરો કરો ગર્વ

ગર્વકર્યા થકી પાપ ભર્યા તણો દોશઅતિશયથાય
લોક મહીં હલકાઇ પમાઇને માન સમુળગુજાય ત૦
સુજ્ઞજનો સમજી તમ તાકીદે બીજાનેઆપશોસાય,
અહીંઆંતોશુંપણ ઇંદ્રપુરીનિત્યગુણલમારાએગાય.
જાતી અભીમાનતો સઘળાને છેકામનું જાણખચિત
માટે તજે પરીતાપથસેએવો સંસયછેખરીચીત ત૦
દેશ મહીં નિત્ય થાય અતિશય ગર્વ થકી નુકશાન
લાવીસુરાતનદેશીઅભિમાનીદેશતણું ધરીધ્યાન,ત.
સંપથકી જગદીશ તણું લઇ નામ થવામાં તૈયાર,
વારનહીં ઝટઇશનીસાયથીપામસોજયજયકાર. ત૦
મીથ્યા અભિમાનનેકરી ખંડનસુમતઆપસોઆપ
જેહથકીદીનલોક તણાસૌ નાશીજશેપરીતાપ. ત૦
માલ નહી દુખ સાલ અતિશય ગર્વકર્યાથીજણાંય,
માટેતજેઅભિમાનમીથ્યાતમનામજગેવખણાય.ત,
દેશાઅભીમાન દેશ મહીં પસર્યા થકી શુધરે દેશ,
તેહવિનાગણવાબેશીએ તોયનીકળે ગુણવિસેષ ત.
લાગે શીખામણ જેજન શાણાતેચીતવિચારસેવાત,
ર્વતજ્યાથકીલાભઅતિશયથાયકહુંમુજભ્રાત. ત.
નું મુળ તેગર્વગણીનેજ તેને તજો તતકાળ,
રહીઅરજકરીકહેમુખથી છોટાલાલ ત૦

સમાપ્ત.